**संविदा** स्त्री. ( संविद्यतेऽनया, सम्+विद्+क्विप्+टाप् ) ભાંગ.

**संविदित** त्रि. ( सम्+विद्+क्त ) સારી રીતે જાણેલું, અંગીકાર કરેલું, સ્વીકારેલ.

**संविद्व्यतिक्रम** ( संविदो व्यतिक्रमो यत्र ) સ્વીકારેલું-કબુલેલુંનહિ કબૂલ કરવા રૂપ એક વિવાદ.

**संविधान** न. ( सम्+वि+धा+ल्युट् ) ઉપાય, રચના, વિધાન, જોડવું.

**संविभक्त** त्रि. ( सम्+वि+भज्+क्त) ભાગકરેલું, ભાગપાડેલું, વહેંચેલ.

**संविभाग** पु. ( सम्+वि+भज्+घञ् ) વિભાગ કરવો, ભાગ પાડવો, વહેંચવું.

**संविषा** स्त्री. ( संमर्दितं विषं यया ) અતિવિખની કળી.

**संविष्ट** त्रि. ( सम्+विश्+क्त ) પહેરેલ, સૂતેલ.

**संवीक्षण** न. ( सम्+वीक्ष्+ल्युट् ) સારી રીતે જોવું, તપાસવું, શોધવું, ખોળવું.

**संवीत** त्रि. ( सम्+व्येञ्+क्त ) ઘેરાયેલું, રોકેલું, આવૃત, ઢાંકેલ, સંતાડેલ, છુપાવેલ, રૂંધેલ.

**संवीत** त्रि. ( सम्+वि+इण्+क्त ) સંગત, મળેલ, જોડાયેલ.

**संवुवूर्षत्** त्रि. ( सम्+वृ+सन्+शतृ ) છુપાવવા ઇચ્છતું, છાનું રાખવા ઇચ્છતું, ઢાંકવા ચાહતું.

**संवुवूर्षा** स्त्री. ( सम्+वृ+सन्+अ+टाप् ) છૂપાવવાની ઇચ્છા, છાનુરાખવાની ઇચ્છા, ઢાંકવાની ઇચ્છા.

**संवुवूर्षु** त्रि. ( सम्+वृ+सन्+उ ) સંતાડવા, ઇચ્છનાર, ઢાંકવા ચાહનાર, છાનુરાખવા ઇચ્છનાર.

**संवृत** त्रि. ( सम्+वृ+क्त ) આવરણ કરેલ, સંતાડેલ, ઢાંકેલ, છુપાવેલ, વ્યાકરણ પ્રસિદ્ધ એક આભ્યન્તર, પ્રયત્ન.

**संवृत्त** पु. ( सम्+वृत+क्त ) વરુણદેવ.

**संवृत्ति** स्त्री. (सम्+वृत्+क्तिन्). છાનુરાખવું તે, સંતાડવું તે, છાનું કારણ, આચ્છાદન.

**संवेग** पु. ( सम्+विज्+घञ् ) સારોવેગ, ભયવિગેરેથી થયેલી ઉતાવળ, અત્યન્ત વેગ વૈરાગ્ય.

**संवेगिन्** त्रि. ( संवेग+अस्त्यर्थे इन् ) વેગવાળું, ઉતાવળું, વૈરાગી.

**संवेद** पु. ( सम्+विद्+घञ्) જ્ઞાન, અનુભવ.

**संवेदना** स्त्री. ( सम्+विद्+णिच्+ल्युट्+टाप् ) પ્રમાણે અર્થ.

**संवेद** पु. ( सम्+विद्+घञ् ) ઉંઘ, નિદ્રા, ર[illegible] આસન, પીઠ, બાજઠ, પાટલો, એક જા[illegible] પ્રતિબંધ.

**संवेशन** न. ( सम्+विश्+णिच्+ल्युट् ) રતિ[illegible] મૈથુન.

**संव्यान** न. ( संवीयते, सम्+व्येञ्—कर्मणि ल्यु[illegible] ઉત્તરીય વસ્ત્ર, હરકોઈ વસ્ત્ર.

**संव्यूढ** त्रि. ( सम्+वि+वह्+क्त ) મેળવેલું, મિશ્રકે[illegible] એકઠું કરેલ.

**संव्यूह** पु. ( सम्+वि+ऊह्+घञ् ) મેળવણ, મિશ્ર[illegible] કરવું, એકઠું કરવું.

**संसप्तक** पु. (सम्यक् सप्तमङ्गीकारो यस्य कप् ) પ્રતિ[illegible] કરી યુદ્ધમાંથી પાછું ન હઠનારું સૈન્ય.

**संशय** पु. ( सम्+शी+अच् ) સંદેહ, શંકા, વહેમ-[illegible] અમુક હશે કે અમુક વગેરે.

**संशयसम** पु. ( ,, ,, ,, ) જાત્યુત્તર ભેદ.

**संशयस्थ** त्रि. ( संशये तिष्ठिति स्था+क ) સંદેહવાળું શંકાવાળું, વહેમી.

**संशयात्मन्** त्रि. ( संशयः आत्मनि यस्य ) સંદેહયુક્ત અંતઃકરણવાળું, વહેમી.

**संशयान** त्रि. ( सम्+शी+शानच् ) સંશયકરતું, શંકા કરતું, વહેમી.

**संशयालु** त्रि. ( संशय+अस्त्यर्थे आलुच् ) સંશયવાળું, શંકાવાળું, વહેમી.

**संशयित** त्रि. ( सम्+शी+तृच् ) સંશયકરનાર, શંકા કરનાર, વહેમી.

**संशरण** न. ( संशीर्यतेऽनेन, सम्+शॄ+करणे ल्युट् ) રણનો આરંભ, યુદ્ધની શરૂઆત.

**संशित** त्रि. ( सम्+शी+क्त ) વ્રતસંબન્ધી યત્ન કરનાર, વ્રતમાં પ્રયત્નવાળું.

**संशित** पु. ( सम्+शी+क्त ) સંપાદન કરેલા વ્રત સંબન્ધી પ્રયત્ન, સ્વીકારેલા વ્રતમાં કાળજી.

**संशितव्रत** त्रि. ( संशितं सम्यक् सम्पादितं व्रतमनेन ) સારી રીતે સંપાદન કરેલ વ્રતવાળું.

વળગેલ, મળેલ, ચોંટેલ.

**संलज्जमान** त्रि. ( सम्+लज्ज्+शानच् ) લાજતુ, શરમાતું.

**संलय** पु. ( सम्+ली+अच् ) નિદ્રા, પ્રલય.

**संलाप** पु. ( सम्+लप्+घञ् ) એકાન્તમાં બોલવું તે, પરસ્પર કહેવું, વાતચીત કરવી, પ્રીતિથી પરસ્પર કહેવું.

**संलापित** त्रि. ( सम्+लप्+णिच्+क्त ) પ્રીતિથી પરસ્પર બોલેલ, એકાન્તમાં કહેલ, પરસ્પર કહેલ, વાતચીત કરેલ.

"संलापितानां मधुरैर्वचोभिः मिथ्योपचारैश्च वशीकृतानां आशावतां श्रद्दधतां च लोके किमर्थिनां वञ्चयितव्यमस्ति" हितोपदेशे.

**संलापिन्** त्रि. ( सम्+लप्+णिनि ) વાતકરનાર, બોલનાર, પરસ્પર કહેનાર, એકાન્તમાં કહેનાર.

**संवत्** अव्य. (सम्+वप्+क्विप् तुक् च ) શાલ, વર્ષ, વરસ.

**संवत्सर** पु. ( संवसन्ति ऋतवोऽत्र, सम्+वस्--उणा. सरन् ) વર્ષ, સાલ, વરસ,

**संवदन** न. (सम्+वद्+ल्युट् ) કહેવું--બોલવું તે, આલોચન, જોવું તે, વશીકરણ, વિચારવું, વશ કરવું.

**संवनन** न. ( सम्+वन्+ल्युट् ) ઉપર પ્રમાણે અર્થ.

"नहीदृशं संवननं त्रिषु लोकेषु विद्यते
दया मैत्री च भूतेषु दानं च मधुरा च वाक्"

**संवर** पु (सम्+वृ+अप् ) આશ્રવનો રોધ, જળ, પાણી.

**संवर** पु. ( सम्+वृ+करणे अच् ) તે નામનો એક દૈત્ય, એક જાતનો મૃગ, એક જાતનું માછલું.

**संवरी** स्त्री. ( संवर+स्त्रियां जाति. ङीप् ) એક જાતની માછલી, એક જાતની મૃગલી.

**संवर्त्त** पु. ( सम्यक् वर्त्यते परावर्त्यतेऽत्र, सम्+वृत्-णिच्+आधारे अच् ) મેઘ, પ્રલયકાળ, તે નામે સ્મૃતિકાર એક પંડિત, કર્ષફળ એક વૃક્ષ, મેઘનો નાયક.

**संवर्त्तक** पु. ( संवर्त्तयतीति, सम्+वृत्+णिच्+ण्वुल् ) વડવાનળ, બળદેવ.

**संवर्त्तकिन्** पु. ( संवर्तकोऽस्यास्ति, इन् ) બળદેવ.

**संवर्तिका** स्त्री. ( सम्यक् वर्तिका सम्+वृत्+ण्वुल्+टाप् अत इत्वं ) નવું પાંદડું, દીવા વિગેરેની શિખા, કમળ વગેરેના કેસરાની પાસેનું પાંદડું, કુંપળ.

**संवर्द्धक** त्रि. ( संवर्द्धयति, सम्+वृध्+णिच्+ण्वुल् ) સન્માન કરનાર, વધારનાર, વૃદ્ધિકરનાર.

**संवर्द्धन** न. ( सम्+वृध्+णिच्+ल्युट् ) સન્માન કરનાર, વધારનાર, વૃદ્ધિકરનાર.

**संवर्मित** त्रि. ( संवर्मन्+इतच् ) બખ્તર પહેરેલું.

**संवलित** त्रि. ( सम्+वल्+क्त ) મળેલ, મિશ્ર થયેલ.

**संवसथ** पु. ( सम्+वस्+अथच् ) ગામ, ગામડું, જનસમૂહનું નિવાસ સ્થળ.

**संवह** पु. ( संवहति, सं+वह्+अच् ) તે નામનો સાત વાયુ પૈકી એક વાયુ.

**संवात्** त्रि. ( सम्+वा+शतृ ) વાતું.

**संवाद** पु. ( सम्+वद्+घञ् ) સારી રીતે વાદ, પરસ્પર વાદ.

**संवार** पु. ( सम्+वृ+घञ् ) વ્યાકરણ પ્રસિધ્ધ એક બાહ્ય પ્રયત્ન, સંગોપન, સંરક્ષણ, છુપાવવું, ઢાંકવું, સંકોચવું.

**संवास** पु. ( संवसन्त्यत्र, सम्+वस्+घञ् ) વસવું તે, વાસ, ઘર, નગરની બહાર નગરવાસીઓને રહેવા લાયક ખુલ્લું સ્થાન.

**संवासिन्** त्रि. ( सम्+वस्+णिनि ) વસનાર, રહેનાર, ઘરવાળું.

**संवाह** पु. ( संवाहयति, सम्+वह्+णिच्+अच् ) શરીર ચાંપનાર ચાકર, અંગમર્દન કરનાર સેવક.

**संवाहक** पु. ( सम्+वह्+णिच्+ण्वुल् ) ઉપરનો અર્થ.

**संवाहन** न. ( सम्+वह्+णिच्+ल्युट् ) શરીર ચાંપવું, દાબવું, અંગમર્દન કરવું.

**संविग्न** त्रि. ( सम्+विज्+क्त ) વૈરાગ્ય પામેલ, ઉદ્વેગ પામેલ, ભય વિગેરેથી ઉત્કંઠિત થયેલ.

**संविग्नमानस** त्रि ( संविग्नं मानसं यस्य ) ઉદ્વેગ પામેલા મનવાળું.

**संवित्ति** स्त्री. ( सम्+विद्+क्तिन् ) જ્ઞાન, બુદ્ધિ, સ્વીકાર, ચેતના, અંગીકાર.

**संविद्** स्त्री. ( सम्+विद्-सम्प्र. क्विप् ) જ્ઞાન, પ્રતિપત્તિ-સ્વીકાર, સંભાષા-વાતચીત, બુદ્ધિ, ક્રિયાકરવી તે, યુદ્ધ, અંગીકાર, નામ, આચાર, સંકેત સંતોષ, સમાધિ, ચિત્તની એકગતિ.